

ડોકટર નટવરલાલ ફકીરભાઈ શેઠ
દ્રાંગ મેડીકલ ઓફીસર, દોહદ.

# પ્રસંગ રંગ



લેખકઃ—નટવરલાલ ફકીરભાઇ શેઠ

એમ. બી. બી. એસ.

હાંસોટ

પ્રકાશકઃ—ઠાકોરલાલ ફકીરભાઇ શેઠ બી. એ.

નં૦ ૧

સુખ છે સ્વપ્નવત્ જગ્તે, દુઃખ છે સત્ય હે! પ્રીયે
માણે જે સુખ દુ.ખેતે, કહેવાયે નર તો ખરે,

નં૦ ૨

જોયું ન જોયું એકતો, જોવું કહો શાને ફરી.
જોયું ન જોયું એકના, એ વાત છોડો ને જુઠી.

નં૦ ૩

ચાહું છું તુજને પ્રીયે, મુજ ચાહના તરછોડશો.
મુજ ચાહની મીઠી મઝા, આ જગ્તમા ના પામશો.

નં૦ ૪

છુટી વેણી બાંધી પ્રીય ? દર્શને કાંક અધીરી,
ઝીણી દ્રષ્ટી નાંખે કંઇક મિષથી વિજ સરીખી.

રહીં પાસે આવી પ્રીયતમ ઉભા દેખી ઝમકી,
રસિલીએ ઘેલું કંઇક સુચવ્યું નેન નચવી.

નં૦ ૫

ઝીણી તિર્છી શાને મનહરણ કીધું ઘડીકમાં,
અબોલા રાત્રીના લગીર હસવાથી ભુલી ગયા.
વળી પાછાં ઘેલાં ભરછક બન્યાં પ્રેમી દિલડાં,
ભુલી નિતી રીતી ભટ્ટ દેઇને ભેટી પડયાં.

નં૦ ૬

મીટે માંડી નાકે નહિ યવળિ માંડી કહી શકું,
બતાવ્યા ના ભાવો હૃદય નહિં તોયે ફરી શકયું.

નહિં બોલી આવો થર થર થર કાયા ધ્રુજી ઉઠી,
ઉરે રાગી તોયે વદન વિરાગી ધરી ઉભી.

નં૦ ૭

પૂષ્પને કુંમ કુંમ આ પાત્રમાં લેઈને,
કોણ ઉભું હિસે આંગણામા ?
વસ્ત્ર ધોળાં ધરી કંચુકી રાતીને,
ઉંબરો પૂજતી હિશતી હા !
શાન્તિ જાણે અહીં આવી આ વિશ્વમાં,
હિસતી ત્હેવી ગાંભિર્યતામાં.

કાર્યમાંહી કંઇ ઓર એક ચિત્તતા
સુચવે સુજ્ઞને કો અવસ્થા.

નં૦ ૮

કેશ લાંબા ગુચ્છવાળા પ્હોંચતા ઘુંટણ સુધી,
નેન વિકસીત કમળ શા ને ભ્રમર વાંકી તિરશી.
મુખ શશિ અમ શોભતું ને ચાંદલો લાંછન સમો,
ઓષ્ઠ પરવાળા સમા એહેવું દિસે આ ઉભું કો ?

નં૦ ૯

કઈં કંઇ કંઇ ગુણો ભાવતા કંઇ જનોને,
બહુ બહુ કરી તેઓ ખોળતા તેહને તે.

કંઇ કંઇ કંઇ રિતે ચિત્ત શાન્તિ અહે છે,
રહી રહી પરછાયે મન ભાગ્યું કરે છે.

નં૦ ૧૦

ભલું ઇચ્છું અહેનું હરઘડી હું પ્રાર્થું પ્રભુને,
પ્રભુ રાખો અહેને સુખ મહીં એ આશ જીવની.
ભલે દાટો મુંને અવધી દુઃખ કેરી મહીં પ્રભુ,
પરંતુ એ કુંળી કુસુમ કળીને સુખજ ઘટે.

નં૦ ૧૩

બાળે બાળ તું શિદને, પ્રણયી થઇ તરછોડીને ક્રોધથી,
કાળે કાળ કરાળ રૂપ ધરશે મુંઝાવું થાશે પછી,

શાણા શાન્તિ ત્યજે નહિ, સહજમા દરિયાવ દિલ તેહનું,
છંછેડી શિર બાળને જગતમા, ના જંપી કોઇ શકયું.

નં૦ ૧૩

ઉભાં રહોને પ્રાણ પ્યારા ! પ્રેમી શોં તર છોડતાં,
ઉભાં રહોને પ્રાણ પ્યારા ! પ્રેમીને સંતોષવા.
ઉભાં રહોને પ્રાણ પ્યારા, આશ એ ઉરની ઉંડી
ઉભાં રહોને પ્રાણ પ્યારા; લ્હાણુહ્યા મન માનતી

નં૦ ૧૪

સુંદર નાજુક છોકરી રમતી ઝાડો માંહ્ય.
ઇશ્વર લીલા નિરખી મન માંહી મલકાય.

ગુંથતિતે ગુંથણુ હતી કોમળ ન્હાના હસ્ત,
નયનો ફેરવતી બધે નિજ કાર્યોમાં મસ્ત.
કુદ્રત લીલા પાથરી ગેલ કરંતી ત્ય્હાંય,
વસંતના શુભ દિનમાં પક્ષીયો મલકાય.
સહકૃતિ કેરાં ઝાડનો શિતળ છાંયો ત્યાંય
મંદ સુગંધીત વાયરો લાવે મોર પરાગ.
કોયલ ફરતી કુંજમાં કુક કરંતી શબ્દ,
દ્રષ્ટીગોચર થાય નહિં જીવતી શબ્દો મ્હાંય.
નિર્મળ સુંદર વ્યોમને નિર્મળ મનડું તેહ.
નિર્મળ શું રુતુરાજ છે તરંગ ઉછાળે તેહ.

અર્ધ મિચેલાં નયનને ભ્રમર તણો વિકાશ,
હુસ્તી મદઘેલી કીકી ફેંકે કીણું પ્રકાશ.
અંગ ઉપર દ્રસ્ટી પડી ઉપન્યા કંઇક વિચાર,
હૈયું લાગ્યું ધડકવા વિહુવળ થઇ લાચાર.
બન્યું ચિત્ત બ્હેબાકળું પડયા શુન્યવત્ હાથ,
ચેન ઉડી ગયું ઉરનું નવુ બન્યુ સાક્ષાત.
વિચારોની કુંજમાં ભમવા લાગી તેહ,
રસ્તો વાંકો સાંકડો છેડા વિણુ હા ! છેક.
પેઠી જયમ ભુલામણી બહાર નહિ નિકળાય,
અથડાઇ થાકી ગઇ હૈયામાં અકળાય.

અહુવે આવી ત્હીં પડી સાહેલી બે ચાર,

આનંદની લ્હેરે ઝુકે.

દુરથી બુમ પાડી હા! ચંદા તું છે કયાંય,

આજે કયાં ભુલી પડી હુમને ચિંતા થાય.

નં૦ ૧૫

જગેત કુડું પ્રભુ વ્હાલા. કરૂં શું હું સુઝે કંઈના

જગતની જાળ નિર્દયથી પ્રભુ શેં મુકત કરતા ના,

બધું દેખાય છે સુનું, નકામો ધુંસરી તાણું,

નથી કંઇ ચાહના જગની હુવે તુજ શર્ણું હું માગું

११

મને દિધું હૃદય પ્રેમે, હૃદયના જાણનારાના,
અજાયબ થાઉં છું દેખી, ખિલંતું પુષ્પ કાંટામાં.

નં० १९

કીધું કીધુ ન થાયે પ્રેમી નહિં ભુલાયે,
પ્રેમી અપ્રેમી થાયે તોયે હૃદય ભરાયે.

માસ્યે ગુલાઠ દરિયે ના સત્ય મોતી આવે,
આવે છીપાણી હાથે સંતાપ ભારી થાયે.
રાખો પ્રભુ સુદ્રષ્ટી યુવાન મસ્ત ઉપર,
જો જો પડે ન ખાડે આવે કલંક તમંપર.
રાખી હૃદય ભરોસો કરતાં બધાંય કાર્યો,
થાયે ઉધાં શું તેથી ગુન્હો હમારો માનો.

નં૦ ૧૭

તૈયાર છું શિદ આમ, બોલી પ્રેમીને શરમાવતા.
મુજ ઉરની ઉંડી વ્યથાની જ્વાલ શેં ભડકાવતા,
વૈરી વિધીના દ્વેષથી હેરાન છું પ્યારા બહુ.
મમ મિત્ર થઇ બાળો હમેશે બોલીને વચનો કટુ,
મમ વાંચ્છનાઓ ઉરની શું ઉરમાંજ શમી જશે.
નાના પ્રભુજી છે કૃપાળુ આશ પુરી પાડશે,
જો મ્હેર છે પ્રભુની પ્રભુ ! જો આશ ઉરે એક છે.
જો પ્રેમમાં કંઇ શક્તિ છે તો તો નકી ઇચ્છયું થ

નં૦ ૧૮

નિશ્વાસ ઉન્હાં બહુ નિકળે છે,
હા! જીવ મ્હારો બહુ ક્લેશમાં છે.
માથું ભમે છે બહુ ભાર નિચે,
ના માર્ગ સુઝે કય્હીં શાન્તિ કાંઈ.
વિશ્રામનું સ્થાન સમિપમાં છે.
તો યે પ્રભુશે મ્હને દુર રાખો!
હા! શાન્તિ તુમાં બહુ દ્વેષ ભાસે.
હા! તુંજ એ સર્વના મુળમાં છે.
ભાવી અરે! શું કહું તુજને હું,

ખરે ક્રૂરતા નામ તુંને ઘટતું.
નહિં તો સહેશું કદિ પ્રેમી અહાવું,
નહિં હું કદી એહુને ન્યાય માનું."
"પ્રભુ પ્રેમ છે સ્વર્ગનો અંશ જગે,"
"પ્રભુ પ્રેમ રૂપે દિસે છે તું જગતે"
"પ્રભુ પ્રેમ એ શાન્તિ દેનાર જગતે."
"પ્રભુ શેં થયું એ ઉંધું મુજ કાજ,"
"પુછું પ્રેમના પાત્રને પ્રશ્ન પ્રેમે ?"
ઉઘાડે ન તું શેં હૃદય મ્હારાને,"

થયો ક્રોધ છે કે શરમ મુઝવે છે."

કરી દુર સઉને મને શાન્તિ તું દે."

નં० ૧૯

કંઇ કંઈ મ્હને થાય છે મને,

નહિં કહી શકું થાય શું મને.

દરદ થાય છે કારમું ઘણું,

નહિં કહી શકું કેમ તે થતું.

ગળાઈ હા ! ગયાં ગાત્ર મ્હારાં,

કંઇ દયા ચહું રંક ઈશ્વરા.

નથી કીધું કદી દુષ્ટ કાર્ય મ્હેં.

કદિ ન દુભવ્યો જીવ કોઇનો,
સરવ કાર્ય જે મુજથી થયા.
સર્વ તે થયાં શુભ આશથી,
થઇ કદિ હશે ભુલ રંકથી.
પ્રભુ દયાળુ દે માફી તેહની,
ન [illegible] હિં ઘટે પુષ્પ કુમળું.
ચગદવા પગે ધુળમાં વિભુ,
હૃદય કુમળું મ્હારૂં ઘણું.
નહિં સહી શકે ઘાવ કારમાં,

થઈ જશે ચુરા દેખ. દેખતાં
જીવન હેતુઓ રહી જશે બધાં.

નં૦ ૨૦

અરે દુષ્ટા અરે! દુષ્ટા! કર્યું ત્હેં શીદ આમ હા!
દિધો ત્હેં ઘાવ શાને આ? ઘટે શું એહાવી ક્રુરતા?
જગાડી પ્રેમ દિવાને વાયો ત્હેં વાયુ કારમો,
ઉગાડી પ્રેમ રોપાને ઉખેડયો અણ ચિંતવ્યો.
હજારો આશાઓ એમ હૃદયમાં ઉદ્દભવી સમી,
બધી બાજુ દિસે વિપરીત દશા મ્હારી બનતી.
થયું એ સર્વે છે વિપરીત ત્હારી ગતિ થકી,

પરંતુ હું ઇચ્છું તુજ હૃદયને શાન્તિ સઘળી.
મુઝાઉં છું ભારી બહુ બહુ છે ઉચાટ હૃદયે,
દિધો ત્હેં છે કારી નિર્દય થઇ ઘાવ મુજને.
તણાયો હા ! શાથી કયમ નહિં વિચાર કર્યો,
સહેને તું હાવે વિધી તણો છે હાથ ચડીયો.
અરે ? જન્મી શાને કુખ લજવવા તું જનનીની,
અરે ! બોળ્યુ શાને ભણતર તણું નામ વિમળું.
લીધો જો હોતે ત્હેં જનમ પશુ કેરો કયહીં પશુ,
પુરી થાતે ઇચ્છા ભરપુર રીતે આ શરિરની.
સૃજયું નથી કંઇ વિધીએ, દુષ્ટ નજરથી જગતે,

ખીલવે તે કુસુમોને ના ગંધ વેડફી દેવાને.
નિર્મીત સઘળું જગતે અગમ કૃતિ પ્રભુની છે,
સત્યને ધર્મ લઇ સાથે જનારૂ જીત મેળવશે.
દીધી છે જે ચીજો સારી પ્રભુએ રહેમથી પૂરી
બહુ હેરાન કરનારી અગરના શિખ ઉરધારી.

નં૦ ૨૧

ચગદાયલો ચગદાયલો, ચગદે હવે તું શે વીંધી.
આ બાળને દેખી ત્હને શું ના દયા આવે વીધી.
હા ! વજ્ર હૈયું ત્હારૂં પિગળે કે ના કદી ?
માનું કદીએ ના મને ! તું ક્રુર પુરી છે ? વીધી

બળતા ઉપર તુ ડામ દે, એવી રીતી ત્હારી વીધી,
પડતા ઉપર પાટુ દીએ, આનંદ લે ત્હેમાં વિધી.
કુદ્રત દીએ શાન્તિ મ્હને થઇ ભાગી મારા દુઃખમાં
આવે નહિં વિચાર તુજને તોય કંઇ મમ દુઃખના.
વિચાર તું વિચાર તું વિચારીને તું જો જરી,
'રે'તાં કમળથી દુર હા! થાયે ભ્રમરની શી સ્થિતિ."
ઉછળે વારી નદીનું ચંદ્રના ઉગવા થકી,
આનંદદાઈ તે બને આંદોલનોથી ઉરના.
હેતુ જગા કંઈ અંશને દયા તણા તુજ ઉરમા,
ને મ્હેર કર દુઃખી પરે સુકુમારતાથી ઉરની.

નહિં તો ત્હને ધીક્કાર છે ધીક્કાર છે તુજને બહુ,
ના ઉચીત ત્હારૂં નામ લેવું ફુરતાનું રૂપનું.

નં૦ ૨૨

ધીરી શાન્ત ગંભિર નયને શર્મ ભરી,
નિડર ગજ ગામિની "બાઇ" ડોલે હરણીની.

નં૦ ૨૩

અરે! શું મોજ માણે છે, ગરીબોને સતાવીને,
અરે! શું મોજ માણે છે, ઉરો ઘેલાં બનાવીને.
ઘડી મસ્તી મહીં મ્હાલે, ઘડી દિલગીરીમાં ડુબે,
ઘડી સાહેલીયો સંગે, જગતને ચાદ બતલાવે.

રિસાઇ ગોરમા તુંથી બહુ તલસાવતી તુંને,
હજો વિધાત્રી સાહેલી પૂરે સર્વે મનોરથને.
ધરી તું રાખજે ઉરે "નટવર"ને ખરા પ્રેમે,
પછી સઉતત્વ સૂષ્ટીના ઉભાં તુજ ચાકરી કરશે.

નં૦ ૨૪

ઉષા કેરે સમય રૂડલે જોઇ આજે ત્હને મ્હેં,
આકાશોમાં રમણુ કરતી કાંઈ રૂડે પ્રસંગે.
ગાત્રો ત્હારાં કમળ સરખાં ખીલીયાં દિખીયા છે,
છાઈ શાન્તિ તુજ સ્વરૂપમાં હાસ્ય રૂડું સુચન્દ્રે.
કુસુમોની પરિમળ મીઠી રેડતી સર્વ કામે,

શાંતિ શાન્તિ ! તુજ મગજની પાથરી ચોદિસાએ.
ઉત્સાહેથી ભરિત તુજને દેખીને સર્વ જીવો,
પ્રેરાયા કંઇ નવિન ધૈર્યે કાર્ય પોતા તણે સૌ.
માળા રૂડી પરિમીત થયેલી ઘણા અત્તરોથી,
ગુંથાયેલી તુજ સ્વહસ્તે વાહ ત્હેની ખુશીશી.
અર્પાવાની મુજ હૃદયને ધારી હું હર્ષ ઘેલો
દિઠા વ્યોમે ખગચર બહુ ઉડતાં મોજથી કૈં,
સુણ્યું મીઠું અજબ કૈં મ્હેં ગાન કોકીલ કેરૂં.
જાતું દીઠું બહુ ઝડપથી એકલું અભ્ર રૂડું,
સંદેશો કંઇ પ્રણયીજનનો લેઇને દુર દેશે.

ધીમે ધીમે ગગન સઘળુ સાથીયાથી ભરાયું,
ધીમે ધીમે ગગન ઘરના માલિકે મ્હોં બતાવ્યું.
તેજે ત્હેના સર્વ હજુરીયાં ઝંખવાયા ભુલાયા,
ખુશી મ્હેરે કંઇ કંઇ જનોને સું સન્દેશ કહાવ્યા.

નં૦ ૨૫

હશે એ વ્યોમ દેવી કે વૈકુંઠની વામા હશે,
પ્રભુતા મુખ મંડળે છાઇ કે જાણે પ્રભુએ હશે.
કલ્પના સૃષ્ટીની દેવી આવી દ્રશ્ય સૃષ્ટીમાં,
લાવી વ્રેહ અગ્નિને, દેવા પ્રેમ પુષ્ટીમાં.
પ્રેમોત્સુક દિલ પ્રથમ મિલને પ્રેમી નેત્રેજ વસતા,

ને તે ઘડીયે વગર વિલંબે જગત ભુલી જવાતું.
હું મોહ્યોને હું પર તું થઇ મોહ ઘેલી મધુરી,
તોયે શાને મુક વૃત ધરી રહેતી છેટે અટુલી.
શાને કીધો મુજ ઉપર ત્હેં! રોષઓ પ્રેમ મુગ્ધે,
હું હાર્યો તું જરૂર વિજઇ વિશ્વમા પ્રેમ યુધ્ધે.
પુણ્ય મય ભાનુના ભર્ગ દયાકર દેવતા દિનના,
સ્વીકારી અર્જ અન્તરની હૃદય આ ઠારજે બળતું.
વાસો જે દેશમા ત્હારો, વ્હાલીયે મ્હારી ત્યહાં રહે છે,
સન્દેશામાં ગભિર વદને પત્ર ત્હેને તું દેજે.

નં૦ ૨૧

પ્યારી મારી હૃદય દ્રવતું મેલીને ક્યાંહી ચાલી,
પ્યારી મારી હૃદય દ્રવતું વ્હેઠુ અગ્નિથી ભારી.
પ્યારી મ્હારી વચન પુલ સુંઘાડીને શાન્તિ દેતું,
પ્યારી મ્હારી પરિમલ રૂડી કેશની દે મ્હને તું.
રસ્તો પ્હેલાં સરળ દિસતો હાલ દેખાય ખોટો,
ખેંચાયું ક્યહીં મમ, હૃદય હા! શક્તિ તારી ભુંડીથી.
ફેંક્યું તેં તો જડ કરી દઇ લોહની જેમ તેને,
આ કર્ષન્તાં તુંજ હૃદયને લેઇ આવી દુરેરે.
શાં! શા! કષ્ટો તુજ હૃદય નેકાજહા ! મ્હેં સહ્યા છે,

શા ! શા ? કામો તુજ હૃદયને માટ હા ! મ્હેં કર્યાં છે.
શી શી ચીજો તુજ નજરની આશથી તુચ્છકારી,
શી શી મોજો નિરસ ગણી છે હા ? પ્રીયે પ્યારી મ્હારી.
ભુલ્યો ભુલ્યો નિજ સ્વરૂપને ભુલીયો જાત મ્હારી,
ધાયો ધાયો તુજ સ્વરૂપમાં આશ તદ્રુપનીથી.
લેખી નાંહી નજર જનની હાય ! ભુંડી જગતના,
સહયાં છે મ્હે અસહ્ય વચનો મુર્ખ ભરમાયલાનાં.
આશા તારી મુજ જીગરમા રોપ નારી હતી તું,
આશા રોપો બહુ બહુ કરી પોષનારી હતી તું.
મોટો કીધો ફળ ફુલતણી આશ દેનાર તેને,

હા ! શા માટે કૂર થઇ હવે નાશ તેનો વિચારે.
દિસન્તુ' હા કમળ મુંખડું દેખીચુ' ષટ પદેકો,
મીઠી મીઠી મધુર મહેકે ખે'ચતું મોજથી તે.
લોભાયો તે ગરિબ ભમરો તેહના પાશમાહી,
ફે'કયો પાછો દ્રવીત હૃદયે અગ્નિથી બાળવાને.
મેલીને તું કમળ કમળે બેઠી'થી એક દિને,
બારિયે જે બહુ બહુ મને યાદ આવે મ્હને તે
ચિન્તા ગ્રસ્ત થયલી તુજને દેખીને શા તર'ગે,
હ'ચોલ્યું હા! મુજ જીગરતે ના કદીએ ભુલાયે.
બીડી અર્ધું' નયન કમળે મુખ નિચું' નમાવી,

ઉભી'તી તું અજબ રિતથી બારીયે માળ ત્રીજે.
ઉંડી જાતિ હરઘડી ઘડી તર્ક દરિયા મહીંતું,
દેખી મુંને કમળ ખીલ્યું હાસ્ય રેખા છવાઇ.
સ્વપ્નું રૂડું અધિક રૂડલું આવ્યું ના કોઇ રાત્રી,
બોલાવ્યા બે પરમ જીવને મંદિરે હોંશથી કંઇ.
ખુલ્લાં મુકયા હૃદય ઘરના બારણાં પૂર્ણ પ્રેમે,
સંતાપ્યું તેં મમ હૃદયને પ્રેમ વાર્તા કહીને.
ધાર્યું થાશે સફળ જીવના પ્રેમથી પ્રેમી કેરાં,
થાશે રસ્તો વિકટ જગનો પુર્ણ આનંદ છાયો.
સ્હેલાઇથી જીવન હેતુઓ પાર પાડીશ પુર્ણ

ઘેર્યુ અહેવે મમ હૃદયને ચાર બાજુથી અભ્રે.
ભુલો પાડયો લઈ જઇ મને જંગલેકો અજાણે,
આ શી આવી તુજ જીગરમા હાય ! ઇચ્છા અનીષ્ટે.
શું એ સાચું ગુલ નહિ જડે કયાંય કાંટાથી છુટું,
શું એ સાચું હૃદય ગુલનું હોય અહાવું નઠારૂ.
કે' તું તું હા ! મુજ હૃદય તો પુર્ણ શ્રદ્ધા થકીકે,
સારો ચ્હેરો સુચન કરતો શુદ્ધ હૈયા તણું જે.
ઇચ્છા અહેવી હતી શું પ્રભુની દાખલો આપી ત્હારો,
કોઈ એવો નિયમ નથી જે હોય હંમેશ સાચો.
રાજી છું હું તુજ જીગરનો દાસ થાવા અરે ! ઓ !,

એવી ન્હાની મમ હૃદયની આશ પૂરી થવા દે.
રાજી મ્હારૂ હૃદય રહે છે દર્શને પ્યારી મારી,
ભુક્ષુ છું હું ભુખ તરશને દ્રષ્ટીએ ત્હારી ન્યારી.
બીડયુ છે કમળ સરસ આ સુર્ય વિના બીચારું,
પ્રેમી વિના નહિં જગતમા ક્યાંઇ છે ઠામ બીજુ.
દ્રષ્ટાએ છે ભ્રમર ગભિરો લુબ્ધ જે વાસનાંથી,
પ્રેમે દેને શુભ નજરની સુર્ય તું સાક્ષી સાચી.
"શું ત્હારા છે પ્રીય જીગરની આશ તે તો મને કે,
અંધારામા રમણ કરવું હોય ના પ્રીય કોને".
રાખ્યું છે ના જગતજનના હાથમાંહી પ્રભુએ,

ખુલ્લું કરવું હૃદય વિમળું સાક્ષી દેવા જગતને.
ઇચ્છા તો છે ભ્રમણ કરવા કોઇ ઉંચા પ્રદેશો,
લોકોને કંઇ સરસ નમુનો જોવરાવા મ્હને તો.
“ઉત્સાહેથી ભરપુર કરી જીંદગી આ રૂડીને”
પૂર્ણ પ્રેમે વિચરવું રૂડે ધામ તે દેવતાને.

નં૦ ૨૭

નામશે ને ઠામશે પૂછતા ત્હમે અમથા જુઠા
દરકાર તો કરતા નથી હા! શીદને સંતાપના
મુજ રંક પર શાને ત્હમે દ્રષ્ટી કરો ઉર પ્રેમની
તત્પર હશે કંઇ કંઇ બીચારી જાન ત્હમને આપવા

મોહીની મૂખ કમળનીને મંદ હાસ્ય તણી વળી
ગરકાવિતી તમ પ્રેમમાં બાળા કંઇ ગિર ગામની
હું ક્યહાં અને ક્યહાં ત્હમે અંતર બહુ મોટો નકી
પણ આશ ધારીને ઉરે નિભાવતી આ જીંદગી
અંદેશ જે તમ અંતરેના સત્ય ત્હેમાં કાંઇ છે
વાંક માત્ર વિધી તણો છે માનજો નક્કી ત્હમે
કુળના લજવું કદી ના કૂખ લજવું માતની
મૂજ તાતની જે ખ્યાતિ છેના તેહને બોળું કદી
"તમમા ઢળ્યો છે પ્રેમ ત્હમને ઉરે મ્હેં ધારિયા

નિમાણુ જે વિધીતણું તૈયાર છું તે સેહુવા"
શબ્દ ઉહાવા કારમા કહેનાર છે કે જગતમા
ના સહન થાયે તેહથી દર્શન મ્હારી જાતના
મેરૂ અચળ ચળેવા પડે આકાશ તૂટીને
કેહના શેષ ધરવાને ધરાનો ભાર માથે તે
પરન્તુ ન ડગું કોદી ખરા રસ્તેથી હું પાછી
કહાવું હું સતી સાચી કરૂં ના પાછી પાની
જતું રહે અગ્નિનું તેજ બને આ સૂર્ય નિસ્તેજ
બધું એ થાય અદ્દભત તથાપી આ નહિં થાય

સતી નાનામ હું સ્મરતી સતીના કામ હું સ્મરતી

સતીને રાહુજાનારી નહિં રહેને લજવવાની

સહ્યાં કંઇ કર્યું દુખો મારી ધરી સંતોષ શાન્તે

પગે ચાંપીશ હો ભુંડી કંઇ મોઝે આ સતીની

વિચાર્યું ના કદી તોયે જરીયે મ.ગંથી મળ્યા

મળી સહુ લક્ષ્મી લંકાની નકામી મુલ્ય વિનાની

દીધી અક્કળ પ્રભુએ છે જોવાને નહિ કુંમાર્ગ

પરંતુ છે દીધી તેણે ખરૂં ખોટું પરખવાને

લીધું રહેં પારખી કંથન "રત્ન" સોહેજ કંથનમાં

નહિં હાવે હું કરવાની કથાની સૃષ્ટીમા પરવા

કઇને દેવની સાક્ષી કહું છું પણ પ્રેમથી

ત્હમારી છું ત્હમારી છું નહોતી કોઇની કોની

નહિં તંર છોડતા મુજને હૃદય આ કુમળું બહુ છે

નથી આઘાત સ્હેવાને પ્રભુએ નિર્મંચું ત્હેને,

નં. ૨૮

અરે ! ઓ ! ગર્વિણી બાળા, અરે ! ઓ ! મસ્તની શાળા

અરે ! ઓ ! રત્ન ની માળા, ઘડી એક તાન છોડી દે

ત્હારૂં કારમુ હસવું હૃદયને લાગતું કારૂં

હરિએ શાન્ત લેનારૂં જરી તો તું સુધારી લે
અરે! ઓ! પુષ્પ સાહેલી, અરે! વૃષભાનુ કુમારિ
અરે! સૌન્દર્યની દેવી, ધરી નટવર ઉરે લેને:

નં. ૨૯

પુછું પ્રેમી વિરલાને, પ્રેમ તેં દીઠો અહીં,
કે પુષ્પ એ છે વ્યોમનું, રૂડું બહુ આશ્ચર્યનું,
કલ્પનાનું બાળ રૂડુ હોય જો તે લાડકું,
નાના ઉછેરી શાન્તિને, ઉચ્છેદવાને હું ચહું:

નં. ૩૦

સનમ તું તત્ર જીવનનું હૃદયનું સુખ આ જગનું.

હૃદય વેલી સુધારસથી સિંચી ખીલાવનારી તું

ભટકતો તું જગતમાંહિ વિના ઉદ્દેશ આશા કૈં

બતાવ્યો રાહ સાચો તેં ઉઘાડી દ્વાર આત્મનું

પ્રભુ! તુજ મહેરબાની છે ખરે સાચો ઉપર મ્હારા

દુઃખી હું સ્વર્ગની પામ્યો શી રીતે પાડ તેમાનું

ઝવેરી હાથ જાયે તો રતનની કીંમત થાયે

પ્રભુ અજ્ઞાની હું પુરો મને એ કાચના જેવું

## નં. ૩૧

તું વાસો કરતી પ્રીયે ! સ્વર્ગમા મમવાસનૃસ્રષ્ટીમાં
તારા શોભા કીર્ણ બહુ પ્રસરતાં સૌ દેશ વિદેશમાં
ઝુરી ઝુરી બન્યું શિથીલ તનડું ના ચેન કંયે ફરે
શાને ગર્વ ધરી ફરે રસિક હું ! બાળે તને આતપે
જવાળાઓ કરીને બધું ધગધગે નિશ્વાસ ઉન્હા તણી
પામે પીડા સખિરી વ્હાલી સર્વે હા ! મારમારે અહીં

આશા કંઇ કહેવા તણી ઉર ધરે વ્હાલી સખી પુષ્પ કે
શાને ગર્વ ધરી ઉરે રસિક લેહે બાતને આ તપે,

નં૦ ૩૨

લીધું જે કાર્ય હાથે છે મ્હા મુશ્કીલ જણાયે તે
ન ત્હેની પુર્ણતા પાખે હમોને શાન્તિ છે હૃદયે
પ્રણયનો રાહ છે ભારી નહિ બુદ્ધી તણી ગણુતી,
પરંતુ યારિ ત્હેનીથી હમોને શાન્તિ છે હૃદયે,
તલસતો હુ ! ! બપૈયો રે! મહિના આઠ પુરા છે
પરંતુ મેળવે છે જે હૃદયમાં આશ ધારી તે
નહિં કંઇ બાસતુંહેવું હમારા કાર્યમાં ત્હેવું,

બધે દખાય છે ત્હેવું કંઈના જાય કહેવાયું,
હમારો ચાહ છે જુદો હમારો ન્યાય છે જુદો
વળી સામાન એ જુદો નકી અંજામ જુદો છે,
હમારા કાર્યના ભેદો નહીં કો જાણવા વાળો,
હમે હમરાહ નામસ્તો મ્હા આનંદી શોખીનો,
"ભલે બોલે સ્હુ ભૂડું, કહો" પરવા હમોને શું ?
નજર જો આવતું જુઠું, હ્રદય પલટાયલું ત્હેનું
નથી માશૂકની આશા, નથી કંઈ પ્યાર નીમાયા
નથી ખાલેથી ખેચાયા, શિરાઝી કોઈ લલનાના"



પ્રસિદ્ધ કર્તા
નટવરલાલ ફકીરભાઈ શેઠ,
હાંસોટ, ડી. ભરૂચ.

છાપનાર-પ્રભુશંકર નરભેરામ વ્યાસ
છાપવાનું ઠેકાણું:-શા. ખુબચંદ અમીચંદના ધી સુરત
"જઈન" એન્જીન પ્રિન્ટીંગ પ્રેસ,
ખપાટીયા ચકલા-સુરત.